# સુરેખા હરણ.



રચનાર.

ગંગાશંકર હરગોવિંદ

ઠા. મેહેમદાવાદના સ. નિ. ગેહેતાજી.

પ્રસિદ્ધ કરનાર.

ગ્રંથ કર્તા તથા કેશવલાલ મનસુખરામ.

બીજી આવૃતી.



## અમદાવાદ

ખાડીઆમાં અમરતલાલના માહાદેવમાં યં
ત્રોદયપ્રેસમાં મેહેતાજી પિતાંબરદાસ ત્રિ-
ભોવનદાસે છાપ્યું.

સંવત ૧૯૩૦ સન ૧૮૭૩

કિંમત ૩ આના.

# અર્પણ પત્રીકા.

---

રાવ સાહેબ મયારામ શંભુનાથ અમદાવાદ વિભાગ
ના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇનસ્પેક્ટર.

સાહેબ

આપ કેળવણીના કામમાં ઘણી કાળજી રાખોછો, વિદ્યાના ફેલાવાને અને સુધારાને આશરો આપોછો તથા ગુજરાતી ભાષામા ગ્રંથો બહાર પડતા જોવાને આતુર રહોછો, તેમજ ગ્રંથકારોને યથા શક્તિ આશ્રય આપોછો, વગેરે લોકહિત કામોમાં આપનું મન ગુથાએલું જોઈ આ નાહાનું સરીખું પુસ્તક આપને અરપણ કરૂંછું.

આપનો આજ્ઞાંકીત

સેવક

ગ્રંથ કર્તા

# સુચના.

---

આ પુસ્તકની પેહેલી આવૃતી સને ૧૮૬૯ માં કાઢી હતી. તે ખપી જવાથી તેના ગ્રાહકો તરફથી માગણી ઉભી રહેવાથી આ બીજી આવૃતિ સુધારીને બાહાર પાડી છે.

નિશાળના કામસર પ્રૂફશિટો તપાસવા ઉપર પુરી નજર રહી શકી નથી, માટે કાંઇ દોષ નજર આવે તો વાંચનાર દરગુજર કરશે.

આ વિશય ખાસ લોકો વિવિધ રીતે ફેરફાર કરી તથા વધારો ઘટાડો કરી ગાતા હશે; પરંતુ તે ઉપર નજર નહી રાખતાં આ પુસ્તકમાં કૌરવ પાંડવ પીત્રાઈ ભાઇછે. પાંડવ પવિત્ર અને શાંત સ્વભાવના છે. કૌરવ કપટી ને કુસંપી છે. પાંડવ સાથે કૌરવ કુસંપ જોડેછે. પણ છેવટે તેમની ખુઆરી થાયછે ને પાંડવ ફતેહ પામે છે. તેનો ખરેખરો ચીતાર મેં આપેલો છે.

ગં. હ.

# સુરેખા હરણ.

---

## મંગળા ચરણ.

### દોહરો.

લઘુ બુધ્ધિ લઘુ વેષથી, કવિતા ચરચું આજ;
વિનય કરીને વર્ણવું, કિંકરછું કવિ રાજ; 1

### આર્યા વૃત.

ગિરિતનયા પતિ પુત્રો, ગણપતી ભવદુખ વિઘ્ન સકળહર્તા;
કરજોડી શીશનામી, નમન કરૂંછુ કૃપાળુ જગ કર્તા. 1
સરસ્વતી શરણે લેજો, અવિચળ વાણી સદાય મા આપો;
સંકટ સરવે કાપો, ત્રીભુવન ત્રાતા અભયપદ થાપો 2
રેઅકળીત કળ કર્તા, અદભુત લીલા અગાધછે તારી;
અગણિત ગુણની ગણના, ગણવા શકિત નથી જરે મારી. 3
અચળ અમરતું દેવા, અવિચળ પદનો પાર નહી પામું,
દેવકી નંદન દેવા, સાષ્ટાંગે એ પ્રભુ શીશ નામું. 4
જાચું એ જગ કર્તા, ગ્રંથ ઉતારો અથ ઇતિ સારો;
ભાગવંતા ભુદેવા, આરંભ્યો શ્રમ સફળ કરો મારો. 5

પ્રાચીન કાળમાં હસ્તિનાપુર કરીને એક શેહેર હતુ

ત્યાં કૌરવને પાંડવ (એ રાજાઓ) થયા. કૌરવ એ પાંડવની ઉપર દ્વેષભાવ ઘણો રાખતા. કૌરવ એ સો ભાઇ હતા. તેમાં દુર્યોધન સઉથી મોટો હતો. પાંડવ એ પાંચ ભાઇ હતા. ધર્મ, અરજુન, નીકુળ, સહદેવ, અને ભીમસેન એ પાંચ ઘણા બળીઆ ને પરાક્રમી હતા. જેમ વાઘના એક બચ્ચાને શીઆળના ૧૦ બચ્ચાંનો ભો નથી-તેમ એ કૌરવો ૧૦૦ હતા પરંતુ એ પાંડવોની કશી ગણતીમાં નહોતા. તોપણ પાંડવો તથા તેમની મા કુંતા એ દુષ્ટ રાજા દુર્યોધનના દ્વેષભાવથી કંટાળીને હસ્તિનાપુરની જોડના ઈંદ્રપ્રસ્થમાં જઇ રાજ સ્થાપ્યું

એક સમયે ઈંદ્રપ્રસ્થની રાજ સભામાં યુધીષ્ટર (ધર્મ) અર્જુન, ભીમસેન, સહદેવ, નીકુળ, દ્રૌપદી, વીદુર, ભીષ્મદ્રોણાદિક બીરાજમાન થયા હતા. ત્યારબાદ બીજા દેશ દેશના છત્રપતિ બીરાજ્યા હતા, ત્યાં ગાન તાન અને નાટારંગ થઇ રહ્યો છે. તથા વાજીત્ર વાગી રહ્યાં છે તથા નાના પ્રકારનાં ભાષણો થાય છે, ને વઇકુંઠના લીલા થઇ રહીછે. ત્યાં ધર્મ રાજાને ભાણે અરજુનનો કુંવર અભીમન્યુ આઠ વર્ષનો બેઠો હતો તે સભાની માંહે ચંદ્રની પેઠે પ્રકાશ માન થઇ રહ્યો હતો તેણે સમે દ્વારીકાં પુરીથી એક ભાટ આવી ચઢ્યો તે સભામાં આવીને બોલ્યો.

## ગીતી છંદ

અતિશય સુંદર લીલા, ઈંદ્રપુરી તો ઈંદ્રપ્રસ્થ આવી,
પંચદેવ આ પાંડવ, સગુણી સદ્‍ગુણિ સભા મને ભાવી. ૧

ધર્મ રાજાએ તેને આદર સત્કારથી આસન આપ્યું પછી ભાટે અભિમન્યને દેખીને ધર્મ રાજાને પુછયું કે આ રાજકુમાર કોણછે ત્યારે ધર્મ રાજાએ કહ્યું અરજુનનો કુંવર અભિમન્ય છે.

ભાટ—એનું વેવિશાળ કયાં કરયું છે.

ધર્મ—એને યોગ્ય કન્યા હજુ મળી આવી નથી.

## દોહરા.

ભાટ—દ્વારામતિ શુભ શોભતી, ત્યાં શ્રી જુગદાધાર;
બળિભદ્ર સરખા ભ્રાતછે, શેશતણો અવતાર. ૧
તેને તનયા ગુણ ભરી, નામ સુરેખા જાણ;
રેવંત તનયા રેવતી, તેની બાળ સુજાણ. ૨

ધર્મ—(શીરમીતુ થઇને) ભાણેજ મામાની કન્યાને પરણે?

ભાટ—મામાની છોડીને ફુઇના છોકરાનું લગ્ન રહ્યુ વેદમાં થાયછે. માટે રાજા ધીરાજ એ વાતની કશી અડચણ નથી ને મને રજા આપો કે દ્વારીકાં પુરી જઇ માગુ કરીએ. ધર્મ રાજાએ તેને ખુશીની સાથે રજા આપી. ભાટ ત્યાંથી નીકળી થોડા દીવસમાં દ્વારીકાંપુરી આવીને શ્રીક્રશ્નને નમણેં નમ્યો.

ભાટ—લાવણી.

ઈંદ્રપરસ્થ શુભ શેહેર અનુપમ, પાંડુ તન ત્યાં રાજ કરે.
અરજુનનો તન ચતુરશીરોમણ. અભિમુન્ય મારે મન ઠરે;
લક્ષણવંતો લાડકવાઓ, છત્રપતી સઉથી સારો;
સુભદ્રાસુત અભિમુન એતો, તેશું વિવા વિસ્તારો. ૨

ક્રસ—અમારો ભાણેજ જે અભિમુન્ય તેને કેમ કન્યા પરણાવાય?

લાવણી

ભાટ—દક્ષિણ દેશી રઘુવેદીઆ, મારાથી જે કેવાએ;
તેને વંશે ભગની સુતને, કન્યાદાનજ દેવાએ.

તે માટે એ કારજ કરવું. ને પાંડવ એ ભગત તમારા છે, તમે એને કન્યાદાન દેતા આવ્યાછો માટે ભાણેજને કંન્યાદાન દેવું એ ઘણું સારૂં છે.

તે સાંભળીને કરશણજીએ બળીભદ્રને વાત કરીને કહ્યું કે પાંડવ સુત અભિમુનને કન્યાદાન દો ને શ્રીફળ ફોફળ, રૂપાનાણું આદી ઈંદ્રપ્રેસ્થ મોકલાવી વીવા કબુલ કરયો.

ગીતી છંદ.

બળિભદ્ર તનયા સુરેખા, તેશું અભિમુનતણો વિવા થાએ
વાત સુણી દુરયોધન, અંગે આકુળ વ્યાકુળ અકળાએ ૧

દોહરો.

હરનિશ દિન મન ઝુરતું, પ્રગટે અગની જવાળ

કપટી દુરયોધન પછી, કપટ કરે તત્કાળ. ૧

એક વળાએ પાંડવ અને કૌરવ એ બેઉ દુત રમવા બેઠા. તેમાં એવી શરત હતી કે જે હારે તે રાજપાટ મુકીને વનવાસ જાય. હવે દુરયોધન કપટ કરીને જીત્યો ને પાંડવ હારયા તેથી પાંચ પાંડવ દ્રોપતી વન સધાવ્યા ને દુર્યોધન હસ્તિના પુરમાં રાજ કરવા લાગ્યો ધ્રતરાષ્ટ્રનો તન જે દુર્યોધન તેણે શકુની દુસ્યાશન વીગેરેને બોલાવીને શેહેરમાં આણ ફેરવીકે પાંડવની પક્ષે જે રહે તેને દુર્યોધનની આણ.

નગરમાં સુભદ્રા તથા અભિમુન્યઅને કુંતા ઘણુંક દુઃખ પામેછે ને પાંડવને ઘણાક દિવસ વીતી ગયા. ને પેલા રાજાઓ ઘણા હરખથી રાજ ભોગવેછે ત્યાર પછી રાજ સભા ભરાઇ તેમાં દુર્યોધન. કરણ. શકુની. દુશ્યાસન આદી પ્રધાનાદીક બીરાજ્યા હતા. તેઓ પ્રત્યે દુર્યોધન બોલ્યો. પાંડવને વનવાસ કાઢ્યા. તેથી આપણને મહા સુખ થયું. વળી બીજું કાંઇ સાલ રહ્યું હોય તો કાઢીએ.

ત્યારે કરણ શકુની દુસ્યાશન બોલ્યા. અભિમુન્યનો વીવા સુરેખા સાથે કર્યોછે તેને આપણે ફોક કરાવી ને આપણા લક્ષ્મણાનો વીવા કરાવીએ ને દ્વારામતીએ વીદુરજીને મોકલો તે તેગણે ક્રસ્નને એવું કહેવું.

દોહરા

પાંડવ વનમાં ચાલિઆ, ઘણા વિતિ આ કાળ;

બળોભદ્ર તનયા તણીં, જાણે કન્યા કાળ. ૧
દુર્યોધનના પૂત્ર જે, લક્ષ્મણી લહે પાપ;
એથી વર બીજો નહીં, બાડકવાઓ રાય. ૨
પરણાવો પ્રીતે થકી, સુરેખા તે સાથ;
કારજ એ થાએ ભલું, જોએ વાઇકુંઠનાથ. ૩

આ સાંભળી સર્વે ખુશી થયા ને દુર્યોધને વીદુરજી ને બોલાવ્યા. તેણે સર્વે વૃતાંત કહ્યું કે તમે જઇને લક્ષ્મણાને વીવા કરાવો ત્યારે વીદુરજી બોલ્યા.

છપય છંદ.

ધિક ધિક દિગ મુઢ અંધ, અંધ અંધાપો આવ્યો;
પાંડવ પરમ પવીત્ર, સાથનું શ્નેહ ન લાવ્યો;
દૂષ્ટ રહ્યો ચંડાળ, ઘોર કર્મ ઘટ ભરીઓ;
ઘડિમાં ઘટનો ભંગ, ગર્વથી રાવણ મરીઓ.
તું છાકિ છાકિને શું ફરે, તુજ શિરપર મૃત્યું ફરે;
ભજ ઇશ્વર પાપી પ્રાંણીઆ, જનમ મરણ ભય હરિહરે. ૧

દોહરા

સમજાવ્યો સમજ્યો નહીં, ધ્રતરાષ્ટ્રનો તન;
ત્યાં વીદુર પંથે પળ્યા, જ્યાં શ્રીક્રશ્નજીવન. ૧

વીદુરજી દ્વારીકાંને પંથ પળ્યાને થોડા દિવસમાં યાદવરાયને આવી સાષ્ટાંગ દંડવત પ્રણામ કરચો. ક્રશ્ને સારા આદરમાનથી આસન આપીને સુભદ્રા અભિમુન્ય આદીની ખબર પુછી. વીદુરજી થોડીવાર પછી બોલ્યા.

### મનહર છંદ.

સુણો મહારાજા દિન દયાળ કૃપા નિધાન;
દ્વારામતી આવ્યો આજ અરજ ઉચારવા;
અરજુન તણા બાળ, અભિમુન સુરેખાનું;
કબુલ કર્યુ છે આપે, લગન કરાવવા;
પાંડવ સિધાવ્યા વન, જાય કન્યા કાળ માટ;
હવે રાય કૌરવને, અંતરમાં ધારવા;
લક્ષમણા લાલ રૂપવંતા નહી ખામિ કશી;
પરણાવો પ્રિત કરી, ઉમંગ વધારવા. ૬

આ સુણી ક્રશ્નજી વિસ્મીત પામ્યા ને મનમાં સમજ્યા કે આમાં દુર્યોધનનું કપટ છે ને એમને પાંડવ ઉપર ઇર્ષાછે માટે આ બનાવ કર્યો હોય એમ જણાય છે.

હવે ક્રશ્નને તો અભિમુનનેજ સુરેખા પરણાવવી છે પણ કૌરવનું માન ઘટાડવાને અને તેની ગમત જોવાને વાસ્તે ક્રશ્નજીએ ગોઠવણી કરી એવામાં બળીભદ્રજી આવી પોહોચ્યાતેમને વિદુરજીએ સર્વ વૃતાંત કહી સંભળાવ્યુંપછી બળિભદ્રજીએ શ્રીક્રશ્નની આજ્ઞા લેઇ શ્રીફળ આપ્યું. તે લઇ વીદરજીરથમાં બેશીને હસ્તિનાપુર આવ્યા. ત્યાં દુર્યોધન, કરણ શકુની દુસ્પાશન આવ્યા, તે વીદરજીને ચરણે નમ્યા ને રાજાએ પત્રિકા વાંચીને બધી સભામાં સંભળાવ્યું.

### રાગ ધોળ.

શુભ હસ્તિનાપુર અતી સોભતું, ત્યાં રાજે કૌરવપતી નાથ;

શોભે સહુ સાથ, ઉમંગથી આવજો. ૧
લખીતંગ દ્વારામતી પૂરથી, લખે પ્રીતથી વેકુંઠ નાથ;
બળીભદ્ર સાથ, ઉમંગથી આવજો. ૨
પત્ર મોકલ્યું વીદુર સાથશું, વાંચી રાખ્યુંછે અંતઃકર્ણ;
કૌરવ સુજા શર્ણ ઉમંગથી આવજો. ૩
સુદે એકાદશી વેશાખની, રૂડો આવીઓ મંગળવાર;
લગન નીરધાર, ઉમંગથી આવજો;
લગન કામ કરોને ઉમંગથી, લાવો જાન રસુણી સાજોડ;
પુરો મન કોડ, ઉમંથી આવજો; ૫
આવો નવરંગ વાજીંત્ર લઇને દેશ દેશના તેડજોરાય.
રૂડું કહેવાય ઉમંગથી આવજો; ૬
ગજ તુરંગ ને શણગારજો, રથ ગાડા સુભટ સરદાર;
લઇ શણગાર ઉમંગથી આવજો; ૭
કરી આનંદ વેહેલા પધારજો કરો સફળીતગન કામનાય
લખે પદુરાય, ઉમંગથી આવજો. ૮
કાગળ સાંભળી દુર્યોધન આદી ઘણા ખુશી થઇ ગયા
ને વીગતે કરીને ઘેર વીવા માંડ્યો, ને તરીઆ તોરણ
બાંધ્યાં વાજીંત્ર વાગી રહ્યાં છે. નોતમ નારી ગાયન ક-
રી રહીછે.

દોહરો.

વિવા વિગતે માંડીઓ, મંડપ રચીઓ રાય;

દોહુરો

પાંડવ વનમાં કાઢીઆ, કપટી કુડો કાળ;
લક્ષમણા પરણાવવા, તોડયું વેવિશાળ. ૧

સુભદ્રા—ત્યારે શું મારા અભિમુન્યનું વેવીશાળ તોડયું?

વીદુર—(દીલગીર થઇને) હા, અભિમુન્યનું ભંગ કરી લ ક્ષમણાનો વીવા માંડયો.

સુભદ્રાને આવી વાત સાંભળીને દીનપરદીન ઘણી દીલગીરી ઉત્તપન થવા લાગી. ને તેનું શું શોભીત વદન કરમાવા લાગ્યું. કુંતા પણ મહા આપદામાં આવી પડયાં.

રાગ પરજ.

દુખી દુખ દરીઆના માંહેર, પ્રભુ વિના કોં બાહુ સાહેર;
વીદુરજી તણી વાત સુણી, ઢળી ધરણી સુભદ્રા નાર;
સુધબુધ સરવે ભુલી ગઇ ભામની રડતી તે અપરંપાર,
દુખી દુખ દરીયાના માંહેર, પ્રભુ. ૧

પાંડવ પાંચતો સીધાવીઆ વન, અભીમુન નાનો બાળ;
ગઢિઅર મારૂં મહા સુખવંતુ ઉઠી ત્યાં અગની જવાળ.
દુખી દુખ. ૨

બળીભદ્ર કને આશું થયું જે, ભાગીયું વેવીશાળ;
બેન ભાણેજ ને દુખમાં નાંખ્યાં, ઉપડી ગયું મોસાળ.
દુખી દુખ. ૩

કર્મને જોગે એવું બન્યું, વળી પાંડવ ચાલ્યા વન,

સ્વામી, દીઅર જેઠ આવોને વેહેલા, પીડે છે દુર્યોધન.

દુખી દુખ. ૪

એમ ઘણું કલપાંત કરંતા, રૂવે સુભદ્રા નાર;
વસ્ત્ર ગાભુષણ ભીજી ગયાં જ્યાં, ચાલ્યાં આંસુધોધાર.

દુખી દુખ. ૫

(પછી જરા હિંમત પકડીને ધીરજ ધારીને બોલી)
આવશે કાલે વન થકી પાંડવ, દીઅર બાવનવીર;
કૌરવ અંશને શોધીને ભારે, ચાલે સરીતા રૂધીર.

દુખી દુખ. ૬

પાંડવ રૂપી અગ્ની પ્રગટ થઇ બાળશે કૌરવ વન;
અરજુન અંશ અભિમુન બાળક, કરશે તેમઓને પતન;

દુખી દુખ. ૭

ગંગાશંકર મુખ વાણી વદે પછી, ધીરજ આપે વિદુર,
કુંતા સુભદ્રાનો શોક ન જાએ, નેત્રમાં આંસુનાં પુર,

દુખી દુખ. ૮

વીદુર—હું દ્વારકાં ગયો ત્યારે કૃશ્નને કહ્યું હતું કે અભિમુન્ય
ને સુરેખાનો પુર્વ જનમનો સંબંધ છે તે કોઈ ઉ-
પાએ ટળવાનો નથી. એવે બળીભદ્રજી આવ્યા
ત્યારે મને કૃશ્ને સાન કરી ત્યારે મેં બળીભદ્રને સ-
ર્વે વાત કહી ત્યારે કૃશ્નજીએ જાણી જોઇને કૌ-
રવને શાવરાવવાને સારૂ હા કહી. એમ વાત કરતાં
સુર્ય અસ્ત પાક્યો ને અભિમુન્ય ઘેર આવ્યો. તો

માને દીલગીરીમાં જોઇને.

### દોહરો.

કઠણ વચન કહી તુજને, દુભ્યાં માંડી આજ;
રસના છેદુ એહની, જુઠ્ઠ કરૂ એ કાજ. ૧

કુંવરનાં વચન સાંભળીને સુભદ્રાને આંસુનીધારા ચાલી ત્યારે તેને કહે અભિમુન્ય વળગીને બોલ્યો શું તને મારા પિતા સાંભરયા કે નેત્રમાં નીર આવ્યાં અભીમુન્ય તેને ઘણું વારે છે. હે માતાજી તમે કયાં કાચું મન કરી રહ્યા છો મારા પીતા અરજુન કાલે આવશે ને ચાર દહાડા દુર્યોધનનો ભોછે તે સ્વપ્ના જોવુંછે ને તે પાંડુ પુત્રથી પતન થશે. (સુભદ્રા.)

### દોહરો.

કૌરવનું ધાર્યું થશે; જાશે પાંડવ લાજ,
કુળ લાંછન લાગે ઘણું, અભિમુન્ય બાળારાજ. ૧

તારૂ વેવાશાળ તોડીને તારો પીત્રાઇ પરણે છે ને તેનાં વાજીંત્ર મારા રૂદયને ભેદેછે. મારો જેઠ યુધીષ્ટર ઇશ્વર કે કુંથ કોઇ નથી ને મુજ અબળાનું શું જોર ત્યારે અભિમુન્ય કહે કે મારૂ પણ શુ જોર ચાલી શકશે આજ ગ્રના વેળાછે તેથી તે જો કરેછે તે થાયછે. આપણાં કરમ વાંકાં કે પાશા અવળા પડ્યા ને વન ગયાં હું એકલોછું તેથી પરાક્રમને શું કરૂ મારા પીતાનો ઘણો પ્રતાપ છે તે આથી મને બીજી ઘણી કન્યા મળશે મારે માટે

મગે શોક તજો આપણે બોલવાનો અવસાર નથી. સ-
શામે સાવધાન માટે છાનામાનાં ગાળ્ય હુંગાણું બેસી રહો
આ સાંભળીને શુભદ્રાને રીસ ચઢી તે ગુસ્સેથી બોલ્યાં.

**મનહર છંદ.**

ધીક ધીક ધીક તને કૈરવથી ડરી ગરે,
અરજુનતણો સુત બાકણ શું થાયછે;
પયપાન કર્યું મુજ કુખતણો બાળપણને,
દીન વચન શું વદે લાજ તારી જાયછે;
અરજુનતણે નામ પ્રથવીમાં લાજ જાય,
આયુધ ધરીને ઉઠ દેવ તને શા'પછે;
એક એકને વિણીને માર કરી સંગરાગ,
દ્વારીકાંપુરીમાં ચાલ જ્યાં શ્રિયદુરાય છે.

અભિમુન—વળી કેમ ભુંડી તારા કર્મ અને બળીભદ્ર-
જીએજ આ ઉત્પાત માંડ્યો છે ને ત્યાં જઈ
શું કરવું છે.

શુભદ્રા—ભાઈ બળિભદ્રનું અને દુર્યોધનનું એક મન છે
તેથી બળીભદ્રજીએ ફેરવ્યું ને પાંડવને શ્રિકૃ-
ષ્ણનો પ્રતાપ છે માટે તેમને મળવાથી આપણું
કાંઈ સારૂ થશે માટે તુ વીલંબ નહી કરતાં
ચાલ.

અભિમુન્ય—મારે બેસવાને રથ નથી તે.

સુભદ્રાએ વીદુર પાસે કનક રથ સાજ કરીને આણ્યો

ને તેને આંકાશ મારગે ઉડણ ઘોડા જોતરયા છે. પછી અભિમુને આયુધ પારણ કરી નાના પ્રકારના શણગાર પેહેરયા.

### દોહરો.

કાને કુંડળ ઝળકતાં, કંઠે મુકતા હાર;
વેઢ વીંટિઆ સાંકળાં, કટી મેખળા સાર. ૧

કનકનાં બખ્તર શરીરે ધારણ કરીને બાણ ધનુષ તે ધારણ કરીને બાવન વીર બનીને કુંતાંના પાસે આગના માગી ને પ્રભાતને પોહોર સુભદ્રાને અભિમુન રથમાં બેસીને દ્વારિકાંને રસ્તે પડ્યાં, સુભદ્રા રથ હાંકે છે. ને ત્યાં ઘણાં સારા સુકન થયા.

### દોહરો

સુભદ્રા કે પુત્રને, શુકન થયા શુભ પેરઃ
મનોરથ પુરી આપણે, આવિશું હર્ષે ઘેર. ૧

માજી આપણે રથ હંકારીને જાન કરતાં વેહેલાં જાઇએ. એમ ચાલ્યાં પંથે જાય છે ત્યાં માહા વનમાં ભુલાં પડ્યાં. ને ઘણું કષ્ટ પામવા લાગ્યાં.

**વદ્યદરભી વનમાં વલવલે** એ રાગ

ઢેડંબવન ઘોર ગાજતું; મોટા ગીરીવર પહાડ;
રથ ચક્ર પંથે પળે નહી, ઘણાં ઉગ્યાં છે તાડ. ઢેડ.
કાવેરી દક્ષિણ દિશ છે; રેવા ઉત્તર દીશ;
વનસ્પતિ ભાર અઢાર છે, સુઝે નહિ દિન નિશ. ઢેડંબ. ૧

ખેર, ખાખર, અરણી, ઘણી, નહી પાષાણ પાર;
ધાવડી, ધાગલ દેખતાં, કંપ રાજકુમાર. હેડંબ. ૨
આવળ આંબાને આંબલા, કાચકી કંપ ઘોર;
આસોપાલવને આકડા, વન વિકટ અઘોર; હેડંબ. ૩
બળહિણ બળજા હું શું કરે, સાથે નાનોછે બાળ;
પર્વતની મહી ગાજતા, વાઘ મારે છે ફાળ; હેડંબ. ૪
રથ અહી થકી નહિ ચાલિઓ, સુણો કુંવર સુજાણ;
અગની જવાળા પ્રગટાવવાં, મુકશુ જુવે બાણ; હેડંબ. ૫
વૃક્ષ બાળી બાળ માહારા, કરો મારગ પ્રૌઢ;
અરજુન કેરા તું પુત્રને, થયો શું દીગમૂઢ; હેડંબ. ૬
વચન સુણી અભિમુન પછી, લિધું ધનુષ ત્યાં હાથ;;
અગ્નીનુ બાણ ત્યાં સાંધીઉં, જુવે સુભદ્રા માત; હેડંબ. ૭
અગ્ની પ્રગટિ વન બાળિયું, બળ્યાં વનસ્પતિ સાર;
રાક્ષસ સરવે ઉભા થયા, થયો હાહાકાર; હેડંબ. ૮
અભિમુન રાજથી કોપીઓ, બાળિયું બધું વન;
ગંગાશંકર કહે તે પછી, આવ્યો હેડંબ તન; હેડંબ ૯

ત્યાં આગળ અભિમુન અને હેડંબાનો પુત્ર જે ગટોરગછ તેનુ યુધ્ધ થયું.

## લાવણી.

રાક્ષસ સર્વે ટોળે મળિઆ, હેડંબા તન આવ્યોછે;
મારા વનમાં કોઇ પેસે નહિ, ત્યાં આ રથ કુણ લાવ્યોછે.૧
મારીને ચકચુર કરૂં, હું હોંશ રૂદયમાં રાખીરે;

ક્રોધ કરી ત્યાં શલ્લા લીધી, અભિમુન ઉપર નાંખીરે. ૨
અરજુન પુત્રે શર મુકીને, શલ્લા તો સતખંડ કરી;
ગટોરગછ ત્યાં વૃક્ષ લઈને, આવ્યો લઢવા મન ધરી. ૩
રાજકુમારે ક્રોધ કરીને, બાણ સાત મુકયાં જ્યારે;
પરાક્રમી કોઈ પુરૂષ આનો, દૈત્યપતી કંપે ત્યારે. ૪
દૈત્યે માયા કરીને વનમાં, યોદ્ધા પાંચ હજાર કરચા;
દ્વાદશ હાહાકાર કરંતા, બળીઆ નહિ જાએ હારચા. ૫
ગીરી શલ્લા વૃક્ષ લેઈને, દ્વાદશ મારોમાર કરે;
દૈત્યરૂપી વિક્રાળ દેખી, અરજુન સુત દીલમાંહી ડરે. ૬
પાષાણ પર્વત શલ્લા આવે, અગ્નીના ભડકા થાએ;
વાધ વદનાના દશદીશ વાગ્યા, વચમાં અભિમુન ઘેરાએ. ૭
દૈત્યપતી સૌ શીરપર ગાજે, ગટોરગછ કે મારોને;
અભિમુન વચમાં અકળાએ છે, વાત રૂદેમાં ધારોને. ૮
સુભદ્રા કે પુત્ર મારા, લાડ લડાવ્યા આજ સુધી;
પ્રાક્રમ તેનુ અહી દેખાડો, આવ્યા પેલા કાળ બુધી. ૯
ક્રોધ કરીને ધનુષ કર ગ્રહી, ચીત ધરી ટંકાર કરચો;
દૈત્ય અસુરી દ્વાદશ નાઠા, ગટોરગછ મનમાંહી ડરચો. ૧૦

દોહરા.

અરજુન તન ક્રોધે ચઢ્યો, કોપ્યો ભિમસેન તન;
ગંગાશંકર કહે કથા, સજ્જન ધરજો મન. ૧

અભિમુન્યે ક્રોધ કરીને બાણ મુકીને ગટોરગછને પૂરછીપાન કર્યા. ગટોરગછ ધરણી ઢળ્યો ને સુધબુધ સાવ

ભુલી ગયો ને એના વનમાં અંગાણુ પડ્યું. આ વાત સાંભળીને હેડંબા વીસ્મીત થઇને દંત કરડતી ને વીકાળ રૂપ કરીને ગારાગાર કરતી પુત્ર પાસે આવી ત્યાં પુત્રને મુઓ જાણીને અમૃત કુપાએ કરીને શજીવન કર્યો.

ગટોરગછ ઉઠયો એટલે અભિમુન્યના સામો થયો. ત્યાં હેડંબાનું વીકાળ સ્વરૂપ દેખીને અભિમુન્ય દીલમાં કંપવા લાગ્યો. સપ્તતાડના જેવડી રાક્ષણી જોઇને મનને ધીરતા રહેતી નથી. સુભદ્રા પણ ત્રાસ પામવા લાગ્યાં. હેડંબા અભિમુનને કહે છે કે અરે મુંઢ તુ મારા પુત્રને કેમ મારે છે તેં મારૂ વન શા કારણ બાળ્યું? ત્યારે અભિમુન બોલ્યો કે તારૂં ને તારા પુત્રનું મૃત્યું આવ્યું છે. હેડંબા કહે છે કે પુત્ર શું જોઇ રહ્યોછું, પરવતને પ્રહારે એને ચુરાણ કરવ. તેવારે ગટોરગછે ચાર જોજનની શક્ષા હાથમાં લીધી પરંતુ તે અભિમુન્યે ભાગી નાંખી ત્યારે ગટોરગછે માયા કરીને પોતાનાં ચાર સ્વરૂપ કરીને ચો-દેશથી રાજકુમારને ઘેર્યો.

જેમ સાગરમાં પુર આવે તેમ અત્યંત દળ બાપી રહ્યુંછે. રણ વીરો અશુર મારો માર કરી રહ્યા છે ગટોર-ગછે અભિમુન્યને પૃથ્વીપાત કર્યો. તેથી અભિમુન્ય મુર્છા-ખાઇને પડ્યો. થરથર અભિમુન્યની કાયા ધ્રુજે છે એ સમાપમાં તેની છાતી ઉપર શક્ષા આવીને પડી. તેથી ને-ત્રે તિમર આવી ગયાં ને શુધબુધ સરવે ભુલી ગયો. એ

બનાવ દેખીને શુભદ્રાને નેત્રે નીર આવ્યાં ને ત્યાં ઘણો વી-
લાપ કરયો.

હંસ ભણે ઓ ભગની મારી, ભીમકરાજ
કુમારીરે. એ રાગ

અભિમુન્ય બાળક ગરડો ઉઠો, રૂવે સુભદ્રા માતારે;
આપણે દ્વારામતીએ જાવું, ઉઠોને થાય સુખ શાતારે;
અભિમુન્ય. ૧

નેત્ર કમળ મુખ ચંદ્રસરીખું કોમળ અંગ રઢળિઆળું રે
મુજ અબળાનું જોર કશું નહી, તુજ વિણ કું દેહવાળું રે;
અભિમુન્ય, ૨

જેષ્ટયુધિષ્ટર પાસ નહી, નહી આવેળા અરજુનરે;
ભિમશેનજી આવોને વેહેલા, રણ પડ્યો અભિમુન્યરે;
અભિમુન્ય. ૩

સહદેવ નિકુળ દિયર મારા, વેગે ઓ વળતા આવોરે;
રૂદન ઘણું અબળાહીબ કરતી, અભિમુન્ય મારા જાગોરે;
અભિમુન્ય. ૪

આર દીવસમા પાંડવ આવી, પુછે અભિમુન્ય ક્યાંછેરે;
કુંતા માઝી સાસુ પૂછે, કે'વા ઉત્તર શો ત્યાં છેરે;
અભિમુન્ય. ૫

ગંગાશંકર વાણી વદે ત્યાં, રૂવેછે અરજુન રાણીરે;
કલપાંત કરતી વીલાપ કરતી, શ્રવણ કરે ભીમ રાણીરે;
અભિમુન્ય. ૬

દોહરો.

હેડંબા વિસ્મીત થઈ, આ અરજુનની નાર;
દેરાણીતો માહરી, હું કહે એની વાર. ૧

એમ કરીને નાનું રૂપ ધારણ કરીને હેડંબા આવીને સુભદ્રાને ચરણે લાગી. ને કહ્યું કે હું તમારી જેઠાણીછું ને ગટોરગચ ભીમસેનનો અંશછે. હેડંબા કહેછે કે હું અભિમુન્યને ઉઠાડુંછું તમે ફીકર ધરશો નહી. એમ કહી અમૃત કુપી લાવીને પાણી છાટયું એટલે અભિમુન્ય જાગીને ઉઠયો. ને સુભદ્રાને ચરણે નમ્યો.

અભિમુન્ય ઉઠયો જાણીને ગટોરગચ શસ્ત્ર લઈ માર માર કરતો આવ્યો. ત્યારે અભિમુન્ય પણ મારૂ કરતો ઉઠયો. હેડંબા સુભદ્રાને કહે છે તમે તમારા કુંવરને સમજાવો ને હું મારા કુંવરને સમજાવુંછું.

સોરઠો.

પરવત સમ અનાઈ, એછે અરજુનનો પુત્ર;
તમે પણ પીતરાઈ, છું ભીમસેનનો પુત્ર. ૧

એ સાભળીને ગટોરગચ તતક્ષણ હાકીને આવીને પગે લાગ્યો. ભાઈ આટલી માહરી ચુક પડી તે ક્ષમા કરજો. અભિમુન પોતાનો ભાઈ જાણીને ગટોરગચ માથું શાચો. ત્યાથી રથવાળીને ગટોરગચને ત્યાં સરવે ગયાં ત્યા પપાક્ષિયત માંડીને વાત કહી.

ભુજંગી છંદ.

સુભદ્રા—ગયા પાંડવો પંચ વનવાસ જ્યારે,
રહ્યાંતા અમો હસ્તિનાપૂર ત્યારે;
બળીભદ્ર પૂત્રી સુરેખા સુજાણી,
અભીમુન્ય સાથે સગાઇ કરાણી. ૧
કરી ક્રોધ દુર્યોધને દીલ ધારી,
વિવા ભાગિઓ જીત ઓઢી વિચારી;
જશે જાન એના હવે દ્વારીકામાં,
લઇ જાય કંન્યા ઘણી ઇરશામાં. ૨
હવે તો અમારે જવું કૃશ્ન પાસે,
ઘણા હર્ષથી આવતાંતાં વિલાસે;
ભુલ્યાં ભાન ભુલ્યાં પડયાં ભાઇ આંહી,
ઘણું દૂખ પામ્યાં થયું યુદ્ધ જ્યાંહી. ૩

દોહરો.

દ્વારાગતિએ ચાલવું, વેગે આણીવાર;
જાન આગમ જાવું હવે, આજ્ઞા દો આ ઠાર. ૧

અભિમુન્યનો વિવા ફોક થયોને લક્ષ્મણાનો વિવા થયો સાંભળીને ગઝારગછ કોપ કરીને બોલ્યો અરે કોરવના શાબાશ છે એતો મારા આગળ ઘાસ છે. દ્વારકામાં જઇ યાદવ કુળ જોડે સંગ્રામ કરૂં ને જો હલધરજી એ કામ કરે તો પહેલાં તો એનેજ મારૂં. યુદ્ધ કરીને પણ આપણો બાલ ઉપર કરીએ માટે હું તમારી સાથે આવું. ને ધીરજ રાખો હું મારા ભાઇ અભિમન્યુંને કન્યા

કરી તેની સાથે કેસર, ચંદન, પાનબીડાં પણ મોકલ્યાં. પાદર પોતાના સાથ સમેત બજારની સોભા નિરખંતા આવ્યા. આવીનો સહુને નમસ્કાર કીધો અન્યો અન્ય લીડીને આલીંગન દીધાં લક્ષ્મણાને કેસર ચંદન છાંટીને હાથમાં પાનના બીડાં આપ્યાં, એવી ઘણી પ્રકારની જાનની આગતા સ્વાગતા કરી એમ રાત વીતી ગઈ ને પ્રાતુસકાળ થયો અને લગનના છ દીવશ રહ્યા એટલે સુરેખાને પીઠી ચોળી—માનુની મંગળ ગાય છે.

બલીરામે વીચાર કરીને પોતાના પાંચ હજાર જોધાને બોલાવીને હુકમ કર્યો કે તમે સરવે જણા શાક ભાજી મેવા ફળ ફુળાદીકનું રૂપ ધારણ કરીને કૌરવ દળમા એવા ઠેર ઠેર હાટ પ્રગટ કરો એ હુકમ પ્રમાણે સરવે દેત્ય માયાવી, શાક ભાજીનું રૂપ ધરીને કૌરવસેનામાં રહ્યા;

(તોટક છંદ.)

મગશિંગ સિતાફળ રાયણ છે, રિંગણાં તુરિયા કમંડાકણ છે;
તડબુચ રતાળુ જ કાકડી છે, વળિ સુરણ બોરજ પાપડિ છે. ૧

એમ ઘણી પ્રકારનાં ભાત ભાતના ફળફુળાદી નગરના અને જાનના સરવે માણસ પોતાને ઘેર લેઈ જાય છે. ઘરમાં શાકભાજી મુકે છે એટલે માયાવી દેત્ય પ્રગટ થઈ મોટા તોફાન કરે છે ઘેરઘેર રાક્ષસ ટોળે વળીને બેઠા છે— વળી ઉગ્રસેનના ઘરમાં ને વાસુદેવના ઘરમા એ રાક્ષસી સ્ત્રીઓને પણ નસાડીને ઘરમાં ફરી વળે છે.

ઘરમાં કોઇથી જવાતું નથી, ને બધી રાંધેલી રસોઇ રા-
ક્ષસ ખાઇ જાય. છપનકોટી જાદવના નારીઓને
નવસ્ત્રી કરી નાંખી છે તેથી તે ઘરમાં આગતેમ ભમે
છે ને બાનમાં ભંગાણ પડ્યું- અશ્વ ગજ ત્રાસ પામીને
નાસે છે. દુર્યોધનના ડેરા આગળ સરવે લશ્કર આવી
ગયું છે. ને ઠેર ઠેરથી માણસો બીને નાસતાં ફરે છે.
રાતાં નેત્રવાળાને વીકરાળ સ્વરૂપવાળા દાંત કકડાવતા
નગરમાં બહુ ભંગાણ પાડે છે. નગરના લોકોએ અને બ
ળિભદ્રજીએ ક્રશ્નને વીનંતી કરી કે માહારાજ આ શોકો
પ ઘરમાં કોઇથી રેહેવાતું નથી ને ઠેર ઠેર દૈત્યનાં ટોળાં
ફરે છે. ત્યારે ક્રશ્ન બોલ્યા.

દોહરો.

વિવા વિગતે માંડીઓ, પૂજ્યા નહી ગણેશ;
રૂદ્ર કળશ નિસરિ ગયો, ઉપન્યો ગણપતિ વેશ ૧

ત્યારે ગટારગછે પોતાની માયા અલોપ કરી દીધી
ત્યારે ત્રીભુવનપતી મનમાં હસ્યા—

પછી બીજે દીવશે ગટારગછે દૈત્યને હુકમ કર્યો કે
આજે કૌરવનો બધો પઇસો હરી લાવીને એઓને નિ-
ર્ધન કરો. એ હુકમ સાંભળીને કોઇ રાક્ષસ હાથી કોઇ
ઘોડા એમ સણગારીને ચૌટામાં રાખ્યા છે વળી રથને
બળદ જોડીને શોભીત કરી મુક્યા છે એઓની શોભા
ઘણીજ સરસ બની રહી છે ને તે વેચવા કેટલાએક

જડેલા છે.

એ વાત દુર્યોધનને માલમ પડી તેથી તે રળિઆત થેનો ચોટામાં આવીને સોદાગરને હાથીની કિંમત પુછવા લાગ્યો. હાથીવાળો બોલ્યા એ હાથાના લાખ રૂપીઆ કિંમત છે તે તમારાથી લેવાઈ સકાશે નહી.

શકુ પ્રધાન રાજાને કેહે છે કે માહારાજા આવો અમુલ્ય હાથીનો આ નાણાથી કાંઈ લેવાઈ શકાશે નહી પણ દુરયોધને તે નહી માનતાં રોકડા રૂપીઆ ગણી આપ્યા હાથી લેતાં તેને હીક પાણ થઈ દુરયોધન લાખ રૂપીઆ ગણી આપીને હાથી પોતાને ઘેર લઈ ગયો પછી બીજે દીવસે હાથી મરણ પામ્યો તથા દુરયોધનનાં બધા પઈસા ધુળ ગયા ને અગાઉ કમાણીક જેણુ રોપાને ધન તે સૌક હતા તે સરવે નિરધનને લાચાર થઈ ગયા આ બધો એના કરમની જાણું છું, પછી ગંટારગચ્છ કેવી રીતની માયા કરે છે.

ચોપાઇ.

ગંટારગચ્છ કે' સહુને વાત, હાતીડો થાઓ વીખ્યાત;
નવરંગ વસ્ત્ર કરા આકાર, હાટ કરીને હારેહાર. ૧
ઝીણા પોતીને જરિઆણ, માયા કરતા અસુર પ્રમાણ;
હળ ઘર આવ્યા ચોટા માંડ, વાત રૂદેમાં ધારી ત્યાંય. ૨
પે'રામણી રાજાને કરૂં, માટે વસ્ત્ર લેવા આદરૂ;
બાર લાખ નાણું પાપરી, સાત કોટડી વસ્ત્રે ભરી, ૩

અવર બીજા જનોના જાય, વસ્ત્ર દેખિને લેવા ચ્હાય;
બાંધી ગાંઠડી આગળ જાય, વસ્ત્ર વગર તે ખાલી થાય. ૪
એમ ઘણાનું લીધું ધન, કાપ્યો છે હેડંબાતન,
ધાતંતા તે નિરધન થાય, દેત્ય સરવ ઠેકાણે જાય. ૫

એમ કરતાં લગ્નનો દીવસ આવ્યો. તેથી પોતાની માયા વિસર્જન કરી. ગટોરગચ્છે પોતાની કાકીને શીશ નામીને કહ્યું આજે લગનનો દીવસ છે માટે આપણે અહીં જાતતક્ષ હોમાય ને ગ્રહશાંતી થાય માટે એક વીપ્રને બોલાવી લાવું, એમ કહી એક વીપ્રને પકડીને સુભદ્રા પાસે આણ્યો. ને બ્રાહ્મણ તો મનમાં ઘણો ત્રાસ પામેછે. ત્યાં સુભદ્રા વાણી બોલ્યાં માહારાજ મનને કાંઇ અંદેશો રાખશો નહી, આ અન્ન લેઇને ભોજન કરો. ને સાંજે તમારે ઘેર જજો. બ્રાહ્મણ કહેછે, બાઇ મને આં ઠેકાણે શા કારણ તેડ્યો છે. ગટોરગછ કહેછે માહારાજ આપ બોલ્યા છાનામાના બેશી રહો. હવે દીવસ ચઢ્યો ને મોંઝણાનો વખત થયો, તે વેળાએ ગટોરગછે હો-રવની સ્ત્રીઓનાં રૂપ ધારણ કરયાં.

રાગ ઓખાહરણનો.

હાંરે બની યોબન તોતમ નારીરે,
હાંરે ભીમ કુંવરે માયા કરી સારીરે;
હાંરે ત્યાં તો નિકળી તેવાણ બા'રરે,
હાંરે તેના પુંઠે કોરવ પરિવારરે. ૧

હાંરે વસ્ત્ર અનુપમ નિલાં ચોરરે,
હાંરે ચરણા ચોળીને સુંદર પટોરે;
હાંરે ચૌદ પંદર સોળ વય નારીરે,
હાંરે શિર ફુલ શર રાખડી સારીરે ૨
હાંરે મોતી માણિક પોંચી બનાવરે,
હાંરે કંઠે હાર તણોછે ભારાવરે:
હાંરે શોભે કનક એકાવળ હારરે,
હાંરે દંત બત્રીસ કળીકળે સારરે. ૩
હાંરે દંતે કનક કનક કરી રેખરે,
હાંરે નિલાવટી ચાંદલો ભાળ પેખરે:
હાંરે ચાલ ચતુરા હંસના ચાલેરે,
હાંરે એતો દ્વારીકાં નગરિમાં મા'લેરે. ૪
હાંરે કાને ઝાલ ધરી બાંહુ ફુલરે,
હાંરે પેર્યાં ઘરેણાં અંગે અમુલ્યરે,
હાંરે સોળ શૃંગારસાજી સાહુ બનાવરે,
હાંરે ગંગાશંકર મુખથી ગાયરે. ૫

દોહરો.

કાળ વસ્ત્રની કર ધરી, કુમ કુમ કંકુ થાળ:
શ્રીફળ ફોફળ હાથમાં, લઇ આવી તત્તકાળ. ૧

બઢારગઢે ભાયા કરીછે તેમાં કોઇ વરની વડી આ
ઇ, કોઇ બેન, મા, મામી, કાકી એમ સરવે બાનાને રૂ-
મઝુમ કરતી બળીભદ્રને ઘેર ગયાં ત્યાં રેવતી શાગા આ

ત્યાં તેમને જળપાન કરાવ્યું પછી સરવે સ્ત્રીઓની ધર-
માં હ્યાહ્ય થઇ રહી. ત્યાં શીતળ જળપાન કર્યાં પં-
ખાઓ કરીને પવન ઢોળાય છે તે સમે વરની કાકી બો-
લ્યાં કે વરના મા, કહુછે કન્યાનું મોં દેખાડો.

પછી રેવતી ઉઠીને સુરેખાને લાવ્યાં તે કાકીએ
પાસે બોલાવીને જોઇ ત્યાંથી વરની બેને લીધી. ત્યાંથી
ગામી માસીએ એમ જોતાં જોતાં છેક આઘે વરની મા,
પાસે કન્યા ગઇ. એટલે વરની મા જે ભાગનો કુંવર ગ
ટોરગછ તે ખોળામાં લેઇ પરપંચ કરીને કન્યાને લેઇ ચાલ-
તો થયો. ને સુભદ્રા પાસે આવ્યો.

દોહરો

વહુ લ્યો કાકી તમ તણી, મુજ બાંધવની નાર;
લગ્ન શમે પરણાવજો, જઉ હલધરને દ્વાર. ૧

આ બ્રાહ્મણ વરકન્યા પરણાવશે એમ કહી ત્યાંથી
ગટોરગછ કન્યાનું રૂપ ધારણ કરીને પાછો ત્યાં ગયો
એટલે વરની કાકીએ કન્યાને લેઇને તેના મા રેવતીને
સોંપી ને ત્યાંથી સર્વે સ્ત્રીઓ ઉઠી ઘેર આવી ને આ
કપટ કોઇ જાણતું નથી. કન્યાને માત પીતા ઘણું લાડ લ
ડાવેછે ને આનંદ થઇ રહ્યોછે. પણ આ અંતર જમીને
તો કાંઇ અજાણ્યું નથી.

ગીતી છંદ.

રેવતિ પાસે પૂજી આવી કે'છે ક્ષુધા મને લાગી;

આપ મને ખાવાને, ગાડી ગાડી કહું મારૂ માગી; ૧

રેવતી—હે પુત્રી તુ આવુ શુ માગે છે. આપણે ખાવાની શી ખોટ છે. જા, પેલા ઓરડામાં ભાત ભાતનાં પકવાન ભર્યાં છે ત્યાં જઇને ખા. આ સાંભળીને તતક્ષણ. પુત્રીએ તાળુ ઉઘાડીને જેમ ફુશળ કરે તેમ બધો ઓરડો ખાલી કર્યો. બટોરગજ રૂપી પુત્રીએ ઓરડો ખાલી કરી સાંકળ વાસી. પાછી ગા કને રડતી આવી.

### દોહરો.

ધણી કઠણ એ સુખડી, ખાધી નહી ખવાય;
બાળ તાહરૂં સુખડું, મૂજ પાણી ગાય. ૧

રેવતી—ત્યારે બીજો ઓરડો ઉઘાડ, તારા ખાતાં વધશે તે જાન ખાશે. આ સાંભળી કુંવરી બીજા ઓરડામાં જઇ બધું સવાહુ કરી પાછી રડતી આવી, અરે મા આવાં પકવાન કોણે કરચાં છે કે મોંગાં ઘલાતાં નથી,

રેવતી—પેલા સાત ઓરડા પકવાનથી ભરેલા છે તેમાં થી તમને રૂચે તે ખાઓ તમારા કોઇએ હાથ ઝાલ્યા નથી. સુરખા કહે કાંઇ અથાણું હોય તો જરા ખવાય, રેવતી કહે છે એ અથાણાના ઘડા ભરયા વારેવારે મારા જીવ શુ લેછે, (એમ કહી રેવતીજી ઘરને કામે લાગ્યાં,)

ગટોરગછે વિચારયું કે હવે મારૂં કામ થયું. એમ કહી ઓરડાનાં તાળાં ઉઘાડી સાતે ઓરડા ખાલી કરયા આ બનાવ દેખીને રેવતી ઘણાં વિસ્મીત થયાં, ને મનને વિશે ઉચાટ થવા લાગ્યો. જ્યારની પુત્રી આવીછે ત્યારની ખાખા કરે છે ને બધા ઓરડા ખાલી કરયા. (એમ ઘણો અંદેસો ઉપ્તન થવા લાગ્યો) એવે બળીભદ્રજી આવ્યા તે રેવતીજીનાં વચન સાંભળી મહા શેપાક્રાંત થયા આ કૌરવના અસંખ્ય મેમાણને હવે હું શું ખવરાવીશ આ પુત્રી તો મારો જીવ લેવા બેઠી (એમ ઘણો કલેશ થવા લાગ્યો.)

એવામાં ક્રશ્ન આવ્યા. તે કહે મોટાભાઇ આજ તમે કેમ આમ વઢવાડ માંડીછે. ઘરની વાત કોઇ જાણશે. બળીભદ્ર કહેછે અરે ભાઇ આ છોડી બધાં પકવાન ખાઇ ગઇ હવે જાનને શું ખવરાવીશું રાખ, ક્રશ્ન કહેછે. અરે ભાઇ જરા વિચારીને બોલ્ય એટલી છોડી તે આટલી બધી સુખડી ખાઇ જાય.

આ સાંભળીને બળદેવજીને માથા સુધી ઝાળા લાગી.

બળદેવ—ભાઇ ત્યારે જુઓ એકે ઓરડામાં કટકો એ છે.

ક્રશ્ન—ભાઇ શામાટે થઇને અશુભ વચન કયાં કાઢો છો જાનને પકવાન વીના અનતો મળશે બીજુ કામ કંઇ કરો હમણા લગનની વેળા થશે.

ત્યાર પછી સગાં સહોદરની નારીઓ એકઠી થઇને વાંખાંકુડી લેઇને ગાતી ગાતી દુર્યોધનને માંડવે આવી ત્યાં આવી વરરાજાને તેલ ફુલેલથી નવરાવીને આચાર કરયા પછી દુર્યોધન આદી સરવે બળિભદ્રજીને ઘેર કેઇ જાતનાં જાય.

## મનહર છંદ.

નાવણ કરીને વર, તીલક કરે કપાળ;
કેશર ચંદન કેરાં, છાંટણાં છે શોભતાં;
કુમ કુમ રંગરોળ, ચોઇછે ઝાકમ ઝોળ;
સુભટછે અશવાર, શેન્યમાંહે ઓપતા;
કરણ શકુની દુસ્યાશન ક્રપાચાર્ય શુર;
શુશરમાતણો સાથ, બિજા રાય શોભતા;
સત ભ્રાત ગાજ્યા ત્યાંય, આવિઆ પ્રધાનાદિક;
એમ અંગ ઉમંગથી, મળ્યા બહુ ઓપતા. ૧

એમ સરવે કૌરવ જાન બળિભદ્રને ત્યાં ગયા ત્યાં ક્રશ્નની નાર તથા રેવતી પુંખવા આવ્યાં.

## દોહરા.

ઇડી પીડી હાથ લેઇ, કર્યાં સરવ આચાર;
વર નાશિકા શાહીને, સંપુટ કીધો સાર. ૧
અંતરપટ અળગો કરી, વર મંડપમાં જાય;
સાથ સારવ ત્યાં શોભતો લગ્ન શમય ત્યાં થાય. ૨

ત્યાં વરકન્યાને માંયરામાં બેસાર્યાં ને ત્યાં ગર્ગા

આર્ગોર બેઠેલા છે. ત્યાં લગ્ન વેળા થએ હુસ્તપર ઝ
ડેની દઈને કન્યાદાન દે.

## રાગ ગુજરીનો

ગાંડપમાં માયરૂં રચ્યું વળી જોવા મળિયા લોકરે;
કોઈક બેઠા કોઈક ઉભા, કોઈને નહી મન શોકરે. ૧
કૌરવ દળ સૌ ટોળે મળિયું, સત બાંધવની જોડરે;
નૌતમ નારી મંગળ ગાતી, પુરે મનના કોડરે. ૨
ભિષ્મ પિતાને દ્રોણ ગુરૂ, વળી કૃપાચાર્ય મહા મુનીરે;
અશ્વત્થામા, કરણ શકુની, રહિ નહી કાંઈ નુન્યરે. ૩

## રાગ ઓખાહરણનો.

આંગરામાં, પરણે તે વર કન્યારે,
,, માનુની મંગળ ગાયરે,
,, આરોપી કંઠવર માળરે,
,, બેઠી સુરેખા બાળરે. ૧
,, હસ્ત ગ્રહે કન્યાયરે,
,, લક્ષ્મણો ખુશ થાયરે;
,, કન્યા કર ગ્રોણે ઝાઝોરે,
,, વરનો દેખી દીસ દાઝયોરે. ૨
,, કન્યા દીસે તે ગાતી રૂડીરે,
,, પેહેરી છે કંકણ ચુડીરે;
,, કન્યાએ રૂપ પ્રકાશ્યુંરે
,, દેખી કહેવર આશ્ચુંરે. ૪

### રાગ બીલાવર.

#### કન્યાએ ક્રોધ જણાવીઓ. એ રાગ

કન્યાએ કર ઘણો ચાંપીઓ, વર વ્યાકુળ અંગ;
મુખ વદન બીહામણું, દેખી પયોગતી ભંગ. કન્યાએ. ૧
મામા શકુની એ સાંભળો, કહુ સત્ય વચન;
જીવતો માહારો જાય છે, કન્યા વિકટ વદન. કન્યાએ. ૨
મામા વચન તહીં બોલીયા, સાંભળોને ભુપાળ;
કોરવદળમાં પ્રગટીઓ, જાને રહ્યોરે શીઆળ. કન્યા. ૩
ગાલ્યા બંધ ઘડીકા બેશી રહે, ચોરી બાંધે આ વાર;
કન્યા તુને પરણાવશું, કરશું જયકાર. કન્યા. ૪
કન્યાએ ક્રોધ કરી ઘણો, કર ચાંપ્યો એવાર;
ચીસ પાડીને ઉભો થયો, લક્ષમણો કુમાર. કન્યાએ. ૫
વાને વંટોળ થયો ઘણો, થઇ સુધબુધ જ્યાંહ;
પવન કુંવર પુત્ર ઉઠીઓ, લીધો મંડપ ત્યાંહ. કન્યાએ. ૬
દોડી આવ્યો તેડ દોડથી, આવ્યો કાકીની પાસ;
પરણો અભિમુન્યુ પ્રિતથી, રાખી મન અભિલાષ. કન્યા. ૭
વાને વંટોળ અતાઘણો, પડે કાંકરા આંખ;
મંડપ શોધ્યો જડે નહીં, એવી માયાની ઝાંખ. કન્યાએ ૮
સુરેખા સોધી જડી નહીં, જુએ મંદિરને માળ.
ગંગાશંકર મુખથી વદે, પડી સહુને ત્યાં ફાળ. કન્યા. ૯

સુરેખાની એગ ઘણી બોળા બોળ થઇ. પરંતુ મં-
ડપનો કાંઇ પતો લાગ્યો નહીં. સહુ કેહેવા લાગ્યા કે

વંટોળીઆમાં મંડપ ઉડી ગયો હશે?

એમ વીચાર કરતાં રહ્યા પણ ગટોરગછ કન્યાનું હ-
રણ કરી ગયો છે તેની કોઇને માલમ નથી. (એ વાત
આહીંથી રહી.)

(હવે અભિમુન્યનું અને સુરેખાનું લગ્ન કેવી રીતે
થાય.) તે મંડપમાં જે પેલો બ્રાહ્મણ હતો તેને બેસાર્યો
ને કહ્યું કે મહારાજ તમે આ વર કન્યા પરણાવો બ્રા-
હ્મણે તેમને પશ્ચાત્યાત વીધી કરીને પરણાવ્યાં. તે રામ-
એ શ્રીક્રશ્નજી બ્રાહ્મણનું રૂપ લેઇને આ ઠેકાણે આવ્યા.

તેમને શુભદ્રાએ ઓળખ્યા—તેથી ક્રશ્નને સારા આ
દર સન્માનથી આસન આપ્યું. ત્યાં હાસ્યવિનોદની વાત
કરતાં વીર ભગનીને કહેછે હવે આપણે શી ચિંતાછે એ
મ કેટલીક વાત કરીને શ્રીક્રશ્ન પોતાને ઘેર આવ્યા. બળ
દેવજીએ આવીને ક્રશ્નને સઘળું વૃતાંત કહ્યું શું સુઇ ર-
હ્યાછો કન્યાનું હરણ થયું. ને જાન કેમ પાછી જશે કૌ-
રવ મહાબળિઆ છે માટે માહારાજ એ શી રીતે થશે?

(કન્યાનો પત્તો લાગ્યો નહી તેથી દુર્યોધન મહારો
ષક્રાંત થયો.)

એ સમએ ગટોરગછે દ્વારીકાની બહાર રણરથંભ
રાખીને નીશાનનો ટંકાર કર્યો ને બોલ્યો કે કન્યા મારી
પાસે છે જેને લેવી હોય તે આવે. એ સાંભળી કૌરવના
જોદ્ધાએ આવી સંગ્રામ આરંભ્યો.

### સવૈઓ

આયુધ ચક્ર ત્રિશૂળ ગદા ફરશી નાગ ગોળા ઘણા ભરિયા,
કૌરવનું દળછે જળપૂર પરાક્રમી શુભટછે બકતરિયા;
ભાથાભરચા તિરતિરકશના વળિ કેંદ્ર કટારિને નરવરિઆ,
નિર્ઘોષ નિશાન દદામ અવાજ શુણિ જમઆસુર ઘણા પર-
વરિઆ. ૧

### દોહરો

ક્રોધ કરી મન કોપિઓ, બળિઓ ભીમકુમાર;
કૌરવ દળમાં આવિઓ, માર કરે સંહાર. ૧

### લાવણી.

કરણ કોપીઓ ભુજાશર લીધુ, સેન મળી સરદાર થયો;
ભિમકુંવર ત્યાં ક્રોધ કરીને, કૌરવ સાનમુખ આવી રહ્યો. ૧
માયા કરીને દૈત્ય વધારયા, અઢાર ક્ષોણી દળ કરિયું;
વાઘ મુખના દૈત્યો દેખી, કૌરવ દળ મનમાં ડરિયું.
કોઇ માથા વિણ કોઇ ધડ વિના, અગ્નિના ભડકા થાએ
કૌરવ યોધા મનમાં ડરતા, નજર કરી નવ જોવાએ. ૩

એમ કૌરવના માણસો દીગમૂઢ થઇ રહ્યા–ત્યારે પ્રધાન દુર્યોધન પાસે આવી કેહેવા લાગ્યો કે રાજાજી સહુ લશકર નિગાશીને રડ્યુછે–ત્યાં સુસારમા કેહે કે એ રાક્ષશને મારી ચકચુર કરૂં–એમ કરી દુર્યોધનની આજ્ઞા લેઇ સાત ક્ષોણી લશકર સાથે રણમાં આવ્યો.

ગઢેરગચ્છના દૈત્ય ઉલ્કાપાત કરી રહ્યા છે ત્યાં સુ-

સરમાએ બાણવડે વરસાદ વરસાવ્યો.

રાગ ગોખ્ખારણનો.

નાળ ગોળા છુટે અતિ બાણ, ગદા સાંગ અને પાષાણ;
એમ આવ્યો સુશરમા રાય, એના સામો અસુરપતી થાય ૧
ભારી શસ્ત્ર અતિ વૃક્ષ નાંખે, ઘણા જણના તે જીવ જાય પાંખે
ફરી પર્વત દળ કરે ચુર, ઉતરીયું સુશરમાનું શુર. ૨
કરે પર્વતના શીર છેદ, તેથી પામ્યા સુશરમા ખેદ;
ઘણા જોદ્ધા તે પામ્યા દુખ, તેને સાંભરયુ ઘરનું સુખ. ૩
પગ પાછા હઠાવે રાય, દળ ભાગ્યું બારેવાટ ત્યાંય;
લેઇ ઝાડને દળ કેડે પડીઓ, જે ગટેરગછ મહા બળિયો. ૫
ઘણા યુદ્ધા પછડાયા પૂર, ઘણા રથ કરયા ચકચુર;
હાર્ય થઇ ગીરવપતી જાણે, વૃષકેત ઘણું શુર આણે. ૪

સુશરમાનો રથ ભાગ્યો ને કૌરવસૈન્ય હાર પામ્યું. એવી વાત દુર્યોધને જાણી—ત્યારે તે વેળાએ કરણના પૂત્ર જે વૃષકેત હાકી ઉઠ્યો—ને કૌરવપતીની આજ્ઞા લેઇને રણસંગ્રામે ચઢયો.

દોહરા.

કોપ્યો અંતરમાં અતી, રાજા કરણ કુંમાર;
વૃષકેત ઉભો રંગ વિશે, યોદ્ધા બાર હજાર. ૧
રાક્ષસને આજે હણું, બાણ તણિ ટંકાર;
દૈત્ય શરવ ઠેળે મળ્યા, કોપ્યો ભિમ કુંમાર. ૨
વૃષકેતને મારતા, સહસ્ત્ર યોજન બાર;

રાજકુંવર તે બાણુથિ, ચકચુર કરતો સાર ૩
ફુડંબા તન બાવિઓ, લેઇવૃક્ષ તે ઠાર;
રાજકુંમારે મૂકિયું, બાણ એક તે વાર. ૪
ભિમકુંવર ધરણી ઢળ્યો, ઉઠયો કરી હોંકાર;
આવ્યો સહ્ય ફેંકવા, કટકા કીધા ચાર. ૫
દેત્યપતીએ કોપથા, લિધિ સાંગ મોઝાર;
કરણકુંવર બાણા વળિ, ચુર કરે નિરધાર. ૬
ગંઠારગછ કોપે કરી, મંપા અપરંમપાર;
લશકર ગાન કરતું નહી, નાસે નાહી રણકાર. ૭
ગંઠારગછ ત્યાં ગાજીઓ, આકાશે સરદાર;
કરણ કુમારે ક્રોધથી, બાણ મુકિયું વાર. ૮
ગંઠારગછ દળમાં પડ્યો, કૌરવ નાઠા જાય;
સાંખ્યું લશકર ચોંપથી. ગંગાશંકર ગાય. ૯

આ સંગ્રામમાં કરણકુમાર મુર્છા પામ્યો ત્યારે દુર્યોધનદ્રોણગુરૂને ચરણે લાગ્યો હવે તમ વીના મારે બીજા કોઇનો આશરો નથી. આપણી કન્યાનું હરણ થયું હવે તમે કરૂણા કરીને પ્રભાત થતાં સંગ્રામે ચઢો એવું સાંભળીને દ્રોણાચાર્ય કૃપાચાર્ય અશ્વસ્થામાએ સહુ સહુનો રથ સજ કરીને સેન્યાધીપતી ઓ સાથે રણસંગ્રામે આવ્યા.

ત્યાં ગંઠારગછની સેન્યા પણ ચોપાસ વ્યાપી રહીછે.

દોહરા.

આકાશે તે પરવરે, પરવરતા પાતાળ;

દ્રોણગુરૂવિસ્મે થયા, દેખિ દળ વિક્રાળ. ૧
મુસ્તક ફીંડે દોડતાં, ખડવીણ કરડે દંત;
દેખી કેરા દળસહુ, ચીંતા પામે ચંત. ૨

જેનું પર્વત સરીખુ શરીર છે. એવો જે ગરેરગચ્છ
૫૨ યોજનની સલ્પા લેઈને આવ્યો તે દ્રોણગુરૂના રથ
ો ચુરણ કરવા આવ્યો. ત્યારે દ્રોણગુરૂએ ચક્ર મુકયું હ
વે ચક્ર માયાવીને દેખે નહી ત્યાં શો ઉપાય? દૈત લોકો
એ દ્રોણગુરૂને ઘણા આકળા કરયા ને દ્રોણગુરૂનું કાંઈ ચા
નહી. તે વારે અસ્વસ્થામાએ દૈત્યની પાછળ આવી
ને રણતુર વગાડી ગર્જના કરી બાણનો વરસાદ વરસા
વીને ઘણાક અસુર પૃથ્વીપાત કરયા.

દોહરા.

ભિગકુંવર કોપે ચડયો, બળિયો બાવન વીર;
અસ્વસ્થામા ઊચરયા, તારૂં ઊતારૂં નીર. ૧
ક્રિપાચારય ત્યાં કોપશું, આવ્યા રણ તતકાળ;
શાંગ ચક્ર ગોળા વડે, આવી કરિયો માર. ૨

દૈત્યપતીનું સૈન્ય દેખીને અસ્વસ્થામાને કૃપાચાર્ય
ગતીભંગ થયા. તેઓ કહેવા લાગ્યા કે હે દ્રોણ આ અ
સુરની જોડે કોણ લડશે. આપણ પાછા વળો. આપણી
જાત બ્રાહ્મણની તેથી ભોજનનું કામ તે ચહીતો આપણું
મુત્યું થવાનું એમ કહી પાછા વળ્યા ને દુર્યોધનને આવી
ને કેહેવા લાગ્યા કે મહારાજ ઘણા યોદ્ધા ધરણી ઢાળ્યા

ને એની જોડે કોઇનું ચાલતુ નથી. એવું સાંભળી દુર્યોધ
ન બોલ્યો કે દુશ્યાશન આપણા કેવા વીચાર હતા કે-

દોહરા.

કન્યા લેઇ જાવા તણી, હતિ મન ઉમેદ;
કર્મ વિચારયું આપણે, પાંડવ પામે ખેદ. ૧
શાળાનું બાળવુ થયું, ઘણુ હું પૂરતી હાય;
વાત વિચારી આપણી, હણશે પાંડવ સાથ. ૨

ત્યારે દુશ્યાશન બોલ્યો કે હે દુર્યોધન આ વેળા-
એ નીરાશ થઇ બેસવું નહી એવું સાંભળી દુર્યોધન પો-
તે બીજા રાજાઓને તઇઆર કરીને અગીઆર સોણી લ
શકર સાથે રણસંગ્રામે ચઢ્યો.

મનહુર છંદ.

ક્ષોણી અગીયાર દળ બળવંત બહુ શુર;
શત ભ્રાત તણી જોડ ભુરી શ્રવા શલ્યછે.
પરાક્રમી પ્રૌઢ રાય ભગદત શકુનીને;
વિરૂપાક્ષ રાયકેતુ શોગદત્ત શુરછે;
વિરભદ્રછે શુજાણ ભગદશરથા જેહ,
આયુધ ધરે શુભટ કરમાંહી સાંગ છે;
કટારીને તરવાર બાણ ધનુશ અપાર,
નાળ ગોળા ચક્ર અને ફરશી ત્રીશુળ છે. ૧
એમ નવરંગ શોભાયા સૈન્ય તઇઆર થયુંછે ધીર;
ઉપર છત્રઅગર ઝળકી રહ્યા છે નીશાનના નાદ થઇ રહ્યા છે,

ગટારગાછ રણ વિશે ચડ્યા એટલે હાહાકાર થઇ રહ્યો.

દોહરો.

રણધ્વજ રોપ્યો ઇંદ્રને, શકળ શુભટ ત્યાં શુર;
દુર્યોધનના મારથી, દળગંજુ સાગરપુર, ૧

સામા સામી દળ આવી રહ્યું છે ને ત્યાં બાણવડે આકાશ છવાઇ રહ્યું છે સહુ રાજાના કોપે ચઢ્યા તે સમે અભીમુન્ય સકળ શણગાર સજીને રથમાં બેશીને રણ વીશે આવ્યો અભિમુન્યને દેખીને ઘણાક કૌરવ પાછા હઠ્યા ને જાણ્યું કે આતો અરજુન આવ્યો દુર્યોધન બોલ્યો કે દુશાશન શુ જુવોછો આના અરજુનના કુંવરને મારીને ચકચુર કરો.

રાગ. (વ્યસ કૃપામાં ગાય છે ત સાખી.)

અરજુન તન લશકરમાં આવી, શરએક કરમાં લીધું;
તે બાણ દ્રોણગુરૂને સરણે જઇને પુજન કીધું. ૧
તે બાણ ત્યાંથી પાછું ફેરને, બીજું કરમાં ઝાલે;
દુર્યોધનપર આવિયું, જે શર લશકરમાં માલે. ૨
ત્રીજું બાણ ત્યાં કરમાં લીધુ ને સહસ્ત્ર અંધાકાર;
બાણ તણો વરસાદજ વરસ્યો થઇ રહ્યો અંધકાર. ૩
બાણ તણો વરસાદજ દેખી, કોપ્યા યોદ્ધ અનેક;
કૌરવદળ સહુ તુટી પડિયું, અભિમુન્ય ઉપર છેક, ૪
અકાળ ગોળા ફરશીથી કંપે રાજા કુમાર;
ધનુંષનો ટંકાર કરી ત્યાં, મારયા જોધ અપાર. ૫
દુર્યોધનનુ છત્ર ઉડાડયું, અભિમુન શુ સરદાર;

કોરવદળ જ્યાં કાપીયું ત્યાં આવ્યો ભિમકુંમાર. ૬
અઢારગછ ત્યાં પરવત થઇને, પડીઓ દળ મોઝાર;
યોધા તે સારવે યુધ કરતાં, કૌરવ પામે હાર.
ભંગ ધજા થઇ મુગટ પડીઆ, પડીયાં કુંડળસાર, ૮
કૌરવ દળ ભંગાણુ થયું છે, થઇ રહી નાશાનાસ,
મુસ્તક કર ધરીને સહુ બેઠા કૌરવ પામી ત્રાસ. ૯
એકાંત સરવે ટોળે મળીઆ, વાત વીચારે મન;
ગંગાશંકર કાવ્ય કરે, સહુ ચીત ધરો સજજન ૧૦

દોહરા.

વાત રહી આ આટલે, બીજી નીપજી વાત;
ભિમકુંવર માયા કરે, ઉપન્યો અતી ઉચાંટ. ૧

ગોરગછે દૈત્યને આગ્ના આપી કે તમે કૌરવ (સો-ભાઇ) બનીને હસ્તિનાપૂરમાં જાઓ—ને કૌરવની સહુ નારીઓને નગ્ન કરજો—કારણ કે ભરી સભામાં મારાં કાપડનાં ચીર દુર્યોધને ઉતારયાં હતાં—એ હુકમ કબુલ કરી સહુ રાક્ષસ ગંધારીના પુત્ર થઇને હસ્તિનાપૂરમાં આવ્યા—ને તે સહુ આપ આપને મંદીર ગયા. ત્યાં સંધ્યાકાળ થયો. ગંધારીએ જાણ્યું જે મારા પુત્ર ઘેર આવ્યા. તેથી તેઓને પુછવા લાગી કે ભાઇ જનની શીપેર થઇ પુત્ર બોલ્યા કે મા અમે પછી વાત કરીશું અમે થાક્યા પાકયા આવ્યા છીએ ને વળી રાત ઘણી ગઇછે.

પછી સરવે જણા સહુ સહુને ઠેકાણે સુતા ત્યાં તે

ની બાઇડીઓ એઓના સેવા કરેછે, એવે એવું માપાની
ઓ પોતાનું રૂપ પ્રકાશવા માંડ્યુ.

દોહરો

કરાણ મરાણ લંબ્યા કરે, દીસંતા વિક્રાળ;
રૂપી નારી નાચતી, વસ્ત્ર નાંખતી બા'ર. ૧
કો'નું વદનજ વાંકડું, નારી થઇછે નગ્ન;
સાસુ પાસે આવિયો, ઘણું વિમાસે મન. ૨

તમારા પુત્રને વારો. અમારાથી ઘરમાં રેહેવાતું ન
થી. જ્યારથી આવ્યાછે ત્યારથી મોહા ઉત્પાત માંડ્યાછે.
વિક્રાળ સ્વરૂપ ધારણ કરેછે ને અમને નવસ્ત્રાં કરી નાંખેછે.

એમ સરવે સ્ત્રીઓનું નગ્ન ટોળું સાસુ પાસે આ
વી કેહેવા લાગી ધ્રુતરાષ્ટર કેહેછે દુર્યોધન કુશળ છે? જો
કુશળ હોય તો તમે આમ રૂદન શું કામ કરોછો? જાનનું
ભાન રહ્યું કે કાંઇ ઉતપાત પયો? ત્યારે તે સ્ત્રીઓ બો
લી. ગ્રુડારગાછ જે ભીમનો કુંવર તેણે કન્યાનું હરણ ક
ર્યું ને યુદ્ધમાં કૌરવ મરણ પમ્યા. અભિમુન સુરેખાને
પરણશે ને આપણું નામ જશે, માટે આ જીવ્યાથી મરવું
ભલું—ત્યાં દૈત્યમાયા કરીને આવ્યાછે. તે ધ્રતરાષ્ટરની આગળ
આવીને ઘણું કલ્પાંત કરવાલાગ્યા. (આ વાત અહીં થી રહી.)

હવે પણ રાણ વિશે કૌરવ ચોધ્યા આમ તેમ ના
સેછે. ને ત્રાહ ત્રાહ પુકારેછે. (આ સારને કારણ કૃષ્ણજ્ઞાન

ણ) પછી કંસ અને હલધરજી યુધ્ધે ચઢ્યા ને કેહેવા લાગ્યા કે એવો ક્ષત્રી કોણ અવતર્યો કે આપણી કન્યાનું હરણ કર્યું.

ચોપાઇ

હલધર પ્રત્યે બોલ્યા શ્યામ, ઉભા રો ભાઇ આણીં આ ઠામ;
જઇ આવું હું દળછે જ્યાંહ, જોઉં જઇ આવ્યો કુણ ત્યાંહ. ૧
કહીને ચાલ્યા યાદવરાય, રણ થંભ રોપ્યો ત્યાં એ જાય;
મામા કહિ બોલ્યા ત્યાં બાળ, વચન સુણી હરખ્યા ગોપાળ. ૨
ત્યાંથી ચાલ્યા ત્રિભુવન રાય, દુર્યોધનની પાસે જાય;
આપો આપ ગયા જુગદીશ, તવ દુર્યોધન નામે શીશ.
જેણે કિધું કન્યા હર્ણું, નાસે આપું તેને ગર્ણું.
અરજુનતન મારૂં આ ઠાર, ત્યારે દેશ જવું નિરધાર; ૪
ગઢારગછનું છેદું શીશ, સાંભળજો સ્વામી જુગદીશ.
ત્યારે કંસ વદે મુખેવાણ, ગાસ ગયો રણમાં નિરવાણ; ૫
કેમ મુઓ નહીરે ભિગ તન, હેડંબા ઉદર ઉત્પન.
બળિયા બાળકનું છે કામ, શાપે શું માંડ્યો સંગ્રામ; ૬
કન્યા ગુણ બત્રીશે સાર, પરણાવું બીજી નિરધાર.
પ્રભુજી એવી બોલ્યા વાણ, દુર્યોધનના કંપે પ્રાણ; ૭

હું આપણા સારા સારૂં કહુછું—માટે હમણાં તમે તાકીદથી ઘેર જાઓ. પછી બીજી રીતે કરીશું—પછી કૃષ્નની સાચી વાત માનીને સરવે ઉઠ્યા, ને ઘોડા સરવે અસ્વાર થયા પછી કૃષ્નહલધરજી પાસે આવ્યા, ને હલધરજીને વારવા લાગ્યા—ત્યારે તે હલધરજી ક્રોધ કરીને

બોલ્યા. કૌરવદળ સરવે બળીયું છે—દુર્યોધન, કરણ, દ્રોણગુરૂ, અસ્વસ્થામા એવા એવા પડ્યા છે ને અરજુનના કુંવરનું શું ગજુ કે કન્યાનું હરણ કરી જાય કરના કહે છે ભાઇ કૌરવ શાથી બળિયા થયા? એક કુંતા અને અરજુન આગળ તો સરવે નાઠા જાય—એક ભિમની ગદા સામો કોણ થનાર છે, તેનો છોકરો ગટોરગછ હેડંબા રાક્ષીના ઉદરનો તે કોનો હરાવ્યો હારનાર છે?

પછી બે ભાઇ અન્યો અન્ય કેટલીક વાતચીત કરી રામજી અરજુનની નારી જે સુભદ્રા તેની પાસે આવ્યા. ત્યાં બેને ભાઇને નમસ્કાર કરીને આસન આપ્યું.

(બળિભદ્ર)

દોહરા.

બેની ક્યાં બળગાં રહ્યાં, આવો નહી મૂજ ઘેર;
આસો ગંદાર આવશો, કરીને મુજપર મે'ર. ૧

(સુભદ્રા)

આજ બેનના ભ્રાત થઇ, જાણવો સગપણવીર;
પાંડવ ચાલ્યા વન વિશે, મેલ્યું મનનું હીર. ૧
વિત્રા પ્રથમથી, કરચો મૂજ કુંવરશુ સ્નેહ;
કૌરવને તેડાવતાં, લગ્ન આચર્યું તેહ. ૨
આમ વિણ તેડા એમને, આવે તમશું ઘેર;
વિવા ભાગ્યો પૂત્રનો, એવી કીધી પેર. ૩

પછી શહુના દેખતાં રથ શાજ કરીને સરવે નિક–

જ્યાં સુરેખાને જતી જોઈને કુનપરજી આંસુપાત કરેછે.

દોહરો

પછિ રથ ખેડ્યો વેગથી, ખભિયો પવન કુમાર;
અન્યાય નવ કીધા આગે, કરજો મન વિચાર.
વેગેથી દસ દિવસમાં, આવ્યા હેડંબવન;
વધામણી ચાલી લહી, આવ્યો હેડંબ તન.

કુંવર કન્યા લેઈને આવ્યા એવી વધામણી હેડંબા ને મળી. તેથી રળીઆત થતી સામી આવી. ત્યાં અભિમન્યુ કાકીને પાય લાગ્યો. હેડંબા રતન સરખી કન્યા દેખીને અત્યંત ખુશી થઈ. દોહરો

સુભદ્રા માતી રીઝીઆં, સફળ કર્યો અવતાર;
કંકણદોરા છોડિઆ, અંગે હરખ અપાર. ૧

એવી રીતે સુરેખાહરણ થયું તે કરતા હરતા અંતરજામીએ કૌરવનો નાશ ઉતારી પોતાના પાંડવની આબરૂ રાખી.

અલ્પમતી થી વરણવ્યું, કવિને નામું શીશ;
સાજન શાણા બોલજો, જય જય જય જગદીશ. ૧
ગંગા મન નિર્મળ કરે, શંકર પુરે આશ;
હર ભજવા હરનિશદીન, ગોવિંદ શ્રીઅવિનાશ. ૨
સત ઓગણીપર સમને, શોભિત કાર્તિક માસ;
સુદ દશમિએ જનમિયો, ગંગાશંકર દાસ. ૩

સમાપ્ત